# લવાર ભકતના પ્રસિદ્ધ

## કરેલા ભજનનો—ભાગ ૧ લો.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

પંચાલ ઉર્ફે લવાર પરસોતમદાસ બુલાખીદાસ.

ઠે. રાયપુર ભાઉની પોળ સામે—અમદાવાદ.

આવૃત્તિ ચોથી ] મીતિ વિક્રમ સંવત ૧૯૮૭ [ પ્રત. ૨૦૦૦

કીંમત રૂ. ૦-૧-૦

# અનુક્રમણિકા.

## આ ફોટો લવાર ભક્તનો છે.



આ ફોટો ચોપડીઓવાળા લવાર ભક્તનો છે. તે અજાણ્યા માણુસને ભજનનો રાગ ના બેસતો હોય તેને ઓળખાણુ માટે મુકયો છે. અથગ ઘણા માણુસો મને મહાતમા અથવા બ્રાહ્મણુ જાણીને મને પગે લાગતા હતા તેથી મુકયો છે. પણુ હું તો સર્વનો દાસ છું. આ ચોપડીઓમાં કાંઇ ભુલચુક હોય તો માફ કરજો.

બીજી ચોપડીઓ ઘણી છપાય છે તે જોઇને લેજો. આપડી ચોપડીઓના પાંચ ભાગ છે તેમાં લગભગ બસો ભજન છે, તેમાં ઘણા ભજન આવી જાય છે.

# લવાર ભકતનાં પ્રસિદ્ધ કરેલ
## ભજનો ભાગ ૧ લો.

### ભજન ૧

ગુરૂ બ્રહ્મા ગુરૂ વિષ્ણુ, ગુરૂ દેવ મહેશ્વરી;
ગુરૂરેવ પરિબ્રહ્મા, તસ્મૈ શ્રી ગુરૂવે નમઃ ૧

મુકં કરોતિ વાચાલં, પંગુ લંઘયતે ગિરિમ
યત્કૃપા તમહં વંદે, પરમાનંદ માધવમ્, ૨

પ્રેમ સહિત શ્રી કૃષ્ણનું, કથા કિર્તન જ્યાં નિત થાય,
કોટી તીરથ આવી ત્યાં વસે, જેનું ભાગ્ય હોય તે ન્હાય.
ન્હાયો તે માટે પવિત્ર પ્રમાણું, તે વિના સર્વેને સુતકી જાણું,
જીવતાં સબ સરખા સહુ તેહ ભુતળ ભાર કર્યો ધરી દેહ. ૩

વળી પરવારી સૌ કામથી કોઇ મૃત્યુ ન પામ્યા જન,
આ કીધું આ કરવું છે એમ કરતાં આવશે અંત.
અલ્યા અંત આવશે ને હરી કયારે કહીશ,
ચેત ચેત નહીં તો પસ્તાઇશ.
મરણ નહીં આવે કાનમાં કહીને,
થશે અંધારૂં ઓચીંતુ થઇને—સેવો શ્રી કૃષ્ણ ઉપાસના. ૪

## ભજન ૨

રણછોડીયા તારો મુલક મારે જોવો છે
રણછોડીયા લળી લળી લાગુ પાય
રણછોડીયા તારો મુલક મારે જોવો છે
રણુ—પીત્તળ લોટા જળે ભર્યા
રણુ—દાતણ કરતા જાવો-રણછોડીયા તારો મુલક મારે જોવો છે
રણુ—લળી લળી લાગુ પાય-રણછોડીયા તારો મુલક મારે જોવો છે
રણુ—દહીં દૂધના ગગરા ભર્યા છે
રણુ—નાવણ કરતા જાવો-રણછોડીયા-રણુ-લળી લળી૦
રણુ—તાંબા તે કુંડીયો જળે ભરી
રણુ—નાવણ કરતા જાવો-રણછોડીયા-રણુ-લળી લળી૦
રણુ—કેશર ચંદન ઘસી મેલ્યાં છે
રણુ—તીલક કરતા જાવો-રણછોડીયા-રણુ લળી લળી૦
રણુ—સેવ સુંવાળી ને લાવશી
રણુ—ભોજન કરતા જાવો-રણછોડીયા-રણુ-લળી લળી૦
રણુ—પાન સોપારી ને એલચી છે
રણુ—મુખવાસ કરતા જાવો-રણછોડીયા-રણુ-લળી લળી૦
રણુ—સાગ સીસમના ઢોલીયા
રણુ—પોઢણ કરતા જાવો-રણછોડીયા-રણુ-લળી લળી૦
રણુ—નરસઇનો સ્વામી શામળો
રણુ—લળી લળી લાગુ પાય રણછોડીયા-રણુ-લળી લળી૦

## ભજન ૩

મારો રૂપાળા, મારા રંગીલા, રણુછોડજી.
કાંઈ રૂડાં તમારાં નામ, મારા અલબેલા—મારા૦
ડાકોર ઉપર દયા કરી, કાંઇ પાવન કર્યાં ગુજરાત;
મારા અલબેલા—મારા૦
પીળાં પીતાંબર પહેરીયાં કાંઇ કસબીયાળી કોર
મારા અલબેલા—મારા૦
હડપચીએ હીરલો ઝળકતો એના તેજ તણો નહી પાર;
મારા અલબેલા—મારા૦
બાહે બાજુબંધ બેરખા, કાંઈ દશે આંગળીએ વેઢ;
મારા અલબેલા—મારા૦
કેડે કંદોરા શોભતા, કાંઈ ઝાંઝરનો ઝમકાર;
મારા અલબેલા—મારા૦
પાયે હીરાની મોજડી, કાંઇ હીંડે લટકતી ચાલ;
મારા અલબેલા—મારા૦
મહેતા નરસઇના સ્વામી શામળા કાંઇ ફરી રમાડય રાસ;
મારા અલબેલા—મારા૦

---

## ભજન ૪

રંગ રસીયા રાય રણુછોડ છે
નીરખ્યાના મુજને કોડ છે

દરસનના મુજને કોડ છે
તીક્રમ માધવની જોડ છે. રંગ રસીયા•
મુસ્તકે મુગટ કાનુમે કુંડલ
મુખ મોરલી ગમગોર છે. રંગ રસીયા૦
બોડાણે ગુજરાતમાં લાવીને રોપ્યો.
કલ્પતરૂનો એ છોડ છે. રંગ રસીયા૦
પ્રેમને વશ થઈ મુકી દવારકા,
આવી વસ્યા ડાકોરરે રંગ રસીયા૦
ત્રીભોવન તારણ ભગત આધારણ,
એ તો મારા ચીતડાના ચોર છે. રંગ રસીયા૦
કહે હરીદાસ હરી શરણે રાખો,
એજ અમારૂ જોર છે. રંગ રસીયા૦

---

## ભજન ૫.

તારો નેડો લાગ્યો મને રાજા રણછોડરે,
રાજા રણછોડરે રંગીલા રણછોડરે. તારો૦
અધમ ઓધારણ નામ તમારૂ મહાતમ તેનું મોટુંરે,
હરતાં ફરતાં તમને સમરૂ બાકી સરવે ખોટુંરે. તારો૦
કાશી દેખી, દેખી દ્વારકાં, તીરથ દેખ્યાં ઝાઝાંરે.
સતસંગતમાં બેઠો ત્યારે મનડે મુકી માઝારે. તારો૦
ભવસાગરમાં બુડી પડ્યો છું, સગાં સંબધી લુંટેરે,
દાસ છોટમ પર દયા કરો તો ભવનાં બંધન છુટેરે. તારો૦

## ભજન ૬.

શોભા શી કહુંરે ડાકોરની
મારા રઢીયારા રણછોડની શોભા શી કહુંરે ડાકોરની
મારા અલબેલા ઠાકોરની શોભા શી કહુંરે ડાકોરની
હાંરે તારૂં દેરૂ ગગનમાં ગાજે
હાંરે તારે મુસ્તકે મુગટ બીરાજે-શોભા શી કહુંરે. મારા૦
હાંરે ત્યાં તો ગોમતી ગંભીર ગાજે
હાંરે તારે દરવાજે નોબત વાગે-શોભા શી કહુંરે. મારા૦
હાંરે સામે ડંકનાથનો આરો
હાંરે ત્યાં તો મેળો ભરાય બહુ સારો-શોભા શી કહુંરે. મારા૦
હાંરે તમે દ્વારકાના વાસી
હાંરે તમે ડાકોર કીધું કાશી-શોભા શી કહુંરે. મારા૦
હાંરે દેશ દેશોના સંગજ આવે
હાંરે સામગ્રીમાં સીરો ધરાવે-શોભા શી કહુંરે. મારા૦
હાંરે દાસ દાસના સ્વામીને મળજો
હાંરે દયા આવે તો દરશન દેજો-શોભા શી કહુંરે. મારા૦

---

## ભજન ૭.

ઘણી ખમારે રંગીલા રણછોડને જો,
રસીયાજી રૂપાળા ચીત ચોરને જો—ઘણી ખમા૦
નીત્ય આવે શોભાગી તમ બારણે જો,
વારીવારી વાલમને જાવું વારણે જો—ઘણી ખમા૦

મારો વાલોજી શામળે વેશ છે જો,
એના નેત્રમાં મોહીની વીશેષ છે જો—ઘણી ખમા૦.
મુખ નીરખતા ભુખ દુઃખ જાય છે જો,
અંગે અંગે આનંદ ઉભરાય છે જો—ઘણી ખમા૦
સુખ સાગરથી સુખડાં અપાર છે જો.
અનુ એવાનો ધન્ય અવતાર છે જો—ઘણી ખમા૦

---

## ભજન ૮.

મોતીઓવાળા રણછોડજી રે
નીરખી નયણા ટાઢા થાય હો લાલ—મોતીઓ૦
તમારા મોતીઓ લળી લળી જાય હો લાલ—મોતીઓ૦
ડાકોર પુરી પાવન કરીરે, પાવન કીધા ગોમતી
તળાવ હો લાલ—મોતીઓ૦
દરવાજે ચોઘડીયા વાગી રહ્યાંરે, ત્યાં તો વાલા
માનુતી મંગળ ગાય હો લાલ—મોતીઓ૦
શોભા શીરે કહું મારા નાથનીરે, વાલો મારા તેજ
તણા અંબાર હો લાલ—મોતીઓ૦
રીદ્ધી સીદ્ધી શીરે કહું મારા નાથનીરે, વાલો મારા
રતન શીંગાશન બેઠા હો લાલ—મોતીઓ૦
વાલાને માખણ તો ભાવે ઘણુંરે, માજન વેચે છે અપાર
હો લાલ—મોતીઓ૦
મેતા નરસૈનો સ્વામી શામળો રે, અમને ફરી
રમાડયા રાસ હો લાલ—મોતીઓ૦

## ભજન ૯.

આવોને માહારા રઢીયાળા રણછોડરે,
વાંલા તમારી જુગમાં ન મળે જોડરે. આવોને૦
પીળા પીતાંબર શોભે નંદના લાલારે,
મેં બલીહારી જાવું શ્રી વ્રજના વાલારે. આવોને૦
મોર મુગટને મુખપર મોરલી ધારીરે,
ખમા હો વાલા ગોકુળના ગીરધારીરે; આવોને૦
હાથે કંકણ બાહે બાજુ બંધરે,
નીરખે તેનાં નયણાં થાય પરસનરે. આવોને૦
ફુલના ગજરા ફુલડીયારા તોરારે,
કેડે શોભે સોના કંદોરારે. આવોને૦
તીકમ તમારા તેજ તણો નહી પારરે,
માણેક મોતીને હીરલે જડીયા હારરે. આવોને૦
પુલે ગુલાબીને ફુલે ભરાવું પુલવાડીરે,
દાસ રૂગનાથને દરશન દેજો દહાડીરે. આવોને૦

---

## ભજન ૧૦.

રાય રણછોડજી સોનાને હિંડોરે, દ્વારકામાં દીવા બળે. (ટેક)
રાય રણછોડજી પીળા પીતાંબર પહેર્યા છે,
રાય—જરકશી જામા પહેર્યાંરે. રાય રણછોડ ૧
રાય—મોર મુગટ શીર સોભે છે,
રાય—કુંડળ જળકે છે કાનેરે. રાય રણછોડ ૨

રાય–મુખ્ખે તે મોરલી ધારી છે,
રાય–હડપચીએ હીરલો ઝળકેરે. રાય રણછોડ—૩
રાય–બાહે બાજુબંધ બેરખા છે,
રાય–કાંઇ હશે આગળીએ વેઢરે રાય રણછોડ ૪
રાય–કેઢે કંદોરા સોભે છે
રાય–પાયે ઝાંઝરનો ઝમકારરે. રાય રણછોડ ૫
રાય–રાધાને કૃષ્ણ ઝુલે છે,
રાય–એના આનંદનોહી પારરે રાય રણછોડ ૬

---

### ભજન ૧૧.

તારી ભક્તિ બોડાણાને ભાવીરે. રણછોડ રંગીલા.
જમણા હાથમાં તુલસી વાવીરે. રણછોડ રંગીલા.
છઠે માસે તે ડેઠ ચડાવીરે. રણછોડ રંગીલા.
માહા મજલો કીધો મધ રાતેરે. રણછોડ.
આંવ્યા બોડાણાની સાથરે. રણછોડ.
દેશ ગુજરાત પર કરી દયારે. રણછોડ.
વાલો ઉમરેઠ આવીને રહ્યારે. રણછોડ.
ત્યાં તો પગલા પુજાય છે તારારે. રણછોડ.
તમ વીના તે લાગે સૌઉ ખારારે. રણછોડ.
ત્યાં તો પ્રગટ પારખું કીધુરે. રણછોડ.
આખા લીંબડામાં એક ડાળ મીઠુરે. રણછોડ.
સહુને દરશન થાય છે સારારે. રણછોડ.

જાણ્યું કાબાને લાગે છે ખારારે. રણુછોડ.
લાભ લેવાને આવ્યા કાબારે. રણુછોડ.
કાંબા હોડેને ભગત થયા આભારે. રણુછોડ.
આશારામને આશરો તારોરે. રણુછોડ.
વ્હાલા તારીને પાર ઉતારોરે. રણુછોડ.

ભજન ૧૨.

આવોને મોહનજી રમવા જુમનાજીના ઘાટે રે,
કપટી કાનુડો વાટમાં મળીયો મથુરા નગરીની વાટેરે—આવોને.
કોઇ પરનારીની સાથે ફરો છો ફેરા ફરો શા માટેરે—આવોને.
ગોવાળ સર્વે ટોળે મળીને રાસ રચ્યો છે કાંઠેરે—આવોને.
મોટા મોટા મુનીવર વનમાં તીર્થ કરે છે તમ માટેરે—આવોને.
સખી રાધાનો સ્વામી શામળીયો ભક્તોની વારે ધાજોરે—આવને.

ભજન ૧૩.

કહેજો કુબજા તે કંસની દીંકરીરે લોલ
રૂપે રૂડીને કુળવંતી ખરી રે લોલ—કેહેજો૦
ઉમ કરણી એની શુ વખાણીએ રે લોલ
ઘસી ચંદન આપતી તે જાણીએરે લોલ—કહેજો૦
પુન્યવંતીના પુંન્ય અપાર છે રે લોલ
તેના સાક્ષી સર્વે સંસાર છે રે લોલ—કેહેજો૦
એના ભોજનનો સ્વાદ શુ વખાણીએરે લોલ
જીવણ જમતા હશે દુધ પાણીએરે લોલ—કેહેજો૦
તેને મોહયા છે તન વાસુદેવનારે લોલ
કૃષ્ણ કાળાને કુબજા જોડી મળીરે લોલ—કેહેજો૦

## ભજન ૧૪.

લેહે લાગી મને તારી, મોહનજી લેહે લાગી મને તારીરે;
દુનિયાથી રહી છું ન્યારી, મોહનજી લેહે લાગી મને તારીરે.
કામને વીસાર્યાં ને ગામને વીસાર્યાં,
મનમાં ચાહું છું મોરારી મોહનજી— લેહે લાગી૦
ખભે છે કામળી ને હાથમાં છે લાકડી,
ગોકુળમાં ગાયો ચારી મોહનજી— લેહે લાગી૦
સોળ સહસ્ત્ર ગોપીયોને તમેજ વરીયા,
તોય તમે બાળ બ્રહ્મચારી મોહનજી— લેહે લાગી૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
ચરણ કમળ બલીહારી મોહનજી— લેહે લાગી૦

## ભજન ૧૫.

વાગે છે રે વાગે છે વંદ્રાવન મોરલી વાગે છે
એનો શબ્દ ગગનમાં ગાજે છે, વંદ્રાવન મોરલી વાગે છે.
વંદ્રા. તે વનને મારગ જાતાં દાણ દધીનાં માગે છે—વંદ્રાવન૦
વંદ્રા તે વનની કુંજગલનમેં,
રાધા ને કૃષ્ણ બીરાજે છે— વંદ્રાવન મોરલી વાગે છે.
વંદ્રા તે વનમાં રાસ રચ્યો છે,
થૈ થૈ થૈ થૈ નાચે છે— વંદ્રાવન મોરલી વાગે છે.
અમે સુતા હતા ભર નીદ્રામાં,
નણદી વેરણ જાગે છે— વંદ્રાવન મોરલી વાગે છે.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
એના દરશનથી દુઃખ ભાગે છે—વંદ્રાવન મોરલી વાગે છે.

## ભજન ૧૬.

હરિ વીના વાહાણું ના વાહાય રે ઓધવજી
પ્રભુ વીના પળ ના રહેવાય રે ઓધવરાય અમને
મોર પીછાનો વાલે મુગટ બનાવ્યો
એની ગુઘરીએ ઘમઘોર રે—ઓધવરાય અમને-હરી૦
મથુરા જાવો તો મુગટ મેલતા જાજો
એ રે આધારે દહાડા જાય રે— ઓધવરાય-હરી૦
આણી તેડે ગંગા ને પેલી તેડે જુમના
વચમાં ગોકુળ રૂડું ગામ રે— ઓધવરાય-હરી૦
જુમનાને તીરે વાલો ધેન ચરાવે
બનસી બજાવે નંદલાલો રે— ઓધવરાય-હરી૦
કનક કટોરામાં કેસર ઘોળાવું
મારા વાલાજીના વાઘા છંટાવું રે— ઓધવરાય-હરી૦
થોડા થોડા જળમાં માછલડીરે તલસે
તલસે તલસ જીવ જાય રે— ઓધવરાય-હરી૦
વંદ્રા તે વનની કુંજ ગલનમે
સોલસે ગોપીને મારો શામ રે— ઓધવરાય-હરી૦
સેરીયો ભલી પણ સાંકડી રે
નગર ઘણા પણ દુર રે— ઓધવરાય અમને-હરી૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
ચરણ કમળમાં બલીહારી રે— ઓધવરાય-હરી૦

## ભજન ૧૭.

હું નહી જાઉરે ગાવલડી ચારવાને જશોદા માતા
તમે શું કહો છો, ગોવાળીયા તો છેડ કરે છે ઝાઝા
મને પરભાતે વહેલો ઉઠાડે
મને ટાઢે તે પાણીયે નવરાવે
મને ઠંડી રોટલી ખવરાવે. હું નહી જાઉ૦
મને કાળીયો તે કાળીયો સહુ કહે છે
મને ગોવાળીઆ મહેણા દે છે
મને ગાયોની પાછળ દોડાવે— હું નહી જાઉ૦
મહા વનમાં વાઘ વરૂ રહે છે
તે દેખીને તન મારૂં ધ્રુજે છે
મા મોકલીને કેમ ઉંઘે છે— હું નહી જાઉ૦
ઘણાં ગંગાને જુમના પુર વહે છે
મહી મગર ને મહી મછ રહે છે
મા બુડી જવાનો ડર રહે છે— હું નહી જાઉ૦
મને એપરી ને પેપરી રમાડે
મને ઝીણી સોટીનો માર મારે
મને ચમચમ ચમ વાગે છે— હું નહી જાઉ૦
દાસ પ્રીતમનો શુણજો દાવો
રસ પીયો ને પુરણ પાવો
તમે હરી ભજીને લ્યો લાહાવો— હું નહી જાઉ૦

---

## ભજન ૧૮.

કેમ કહો છો ગાય નોહોતી મારા વાલા કેમ કહો છો
ગાય નોતીરે. (ટેક)

નંદના ગોવાળી લાલ તમે હેરાવી— કેમ કહો છો
આંખે છે આંજણી ને મોઢે છે મુજણી,
હીર મોઢીએ ગાય હોતી મારા વાલા— કેમ કહો.
સોના શીંગડીએને રૂપાની ખરીએ,
હીરા સફેદ ગાય હોતી, મારા વાલા— કેમ કહો.
ગોકુલ ઢુંડયુ વંદ્રાવન ઢુંડયું,
જીુમના કીનારે ગાય હોતી મારા વાલા— કેમ કહો.
કાંકણુમાં કુંડીને હાથમાં છે દુણી,
લાડે કોડે ગાય દોતી મારા વાલા— કેમ કહો.
નરશીના સ્વામી રસીક શીરોમણી,
ગાય લાવ્યા ઘેર ગોતી મારા વાલા— કેમ કહો.

---

## ભજન ૧૯.

મારા વાલારે વંદ્રાવનની વાટે વહેલા આવજો
મારા વાલારે પ્રેમીજનને પ્રેમ કરી બોલાવજો
મારા વાલારે પ્રેમીજનનાં હેડાં તો હરખે ભર્યા
મારા વાલારે તે દેખીને ચીતડાં મારાં ત્યાં ઠર્યાં
મારા વાલારે જીુમનાજીની અખંડ આરતી થાય છે
મારા વાલારે દરશન કરવા નરનારી સઉ જાય છે

મારા વાલારે ગોવરધન ઉપર ગઉધન ચરવા જાય છે
મારા વાલારે મહીયારીનાં મહીંડા લુંટી ખાય છે,
મારા વાલારે વ્રજની નારી ઠપકો દેવાને જાય છે
મારા વાલારે જસોદા માતા સોટી લઇને જાય છે
મારા વાલારે વંદ્રાવનમાં અખંડ રાસ રમાય છે.
મારા વાલારે નટવરજી નાચે ને ગોપીઓ ગાય છે
મારા વાલારે માધવદાસ બલીહારી જોવા જાય છે

---

### ભજન ૨૦.

રાધાજી—પાલવડો મેલો મોહનજી, મારગડે મને જાવા દો,
આવતાં આપીશ દાણુ તમારૂ, મહી મારૂ વેચાવા દો—પાલવ.
કૃષ્ણ—વેચંતાં તને કોણ વારે છે, સાંભળને રાધે પ્યારી
મહી ગોરસનુ દાણુજ દેને, વેહેલી થાને વ્રીજનારી—વેચંતા.
રાધાજી—પ્યારી કહી મને ના બોલાવીસ, છાનો રહેને છોગાળા
કઠણ રાજ છે કંસરાયનુ, ગઉચારી ખા ગોવાળ—પાલવ.
કૃષ્ણ—હુ ગોવાળીઓ ને તુ ગોવાલણી, ફરી ગમે તો આવજે.
કંસ સરીખો હીમાયતીને, સાથે તેડી તુ લાવજે—વેચંતા.
રાધાજી—તેડી લાવુ હયો મુને જાવા, રોકી રહ્યા ક્યાં વ્રીજનારી
રૂગનાથના સ્વામી શાંમળીયા, ઘેલા દીસો છો ગીરધારી—પા૦

### ભજન ૨૧.

મેલી દેને કાન કાનરે. મારગડો મારો (૨)
છોડને પાલવડો મારો— મેલીદે.
વારે વારે તમને નંદ કુંવરને,
હજુ ન આવી સાન, સાનરે મારગડો મારો-છોડ-મેલી.
ઉભા ઉભા સાન કરો છો, મોહના મારો છો બાણુ,
બાણુરે મારગડો મારો-છોડ-મેલી.
હમે મહીયારી રાજા કંસની કહીયે.
શેના માગો છો દાન, દાનરે મારગડો મારો-છોડ-મેલી.
વાટે ને ગાટે શાને રોકો છો,
તમને છે કંસની આંણ, આંણરે મારગડો મારો-છોડ-મેલી.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
તમે છો નંદાજીના લાલ, લાલરે મારગડો મારો-છોડ-મેલી.

---

### ભજન ૨૨.

તમે અહીંથી આઘારોને કાના કંઇક કહેવુ પડશે,
કંઇક કહેવુ પડશે, કાના રીસ ગણેરી ચડશે—તમે.
તમે વ્રજના છો વાશી, તમે માર્યો મામો માશી,
હવે તમથી હું તો ત્રાશી, કાના કંઇક કહેવુ પડશે—તમે.

તમે વ્રજમાં ચારતા ઢોરા, સૌ ભેળા કરતા છોરા,
પ્રભુ સવરીના ખાધા બોરાં. કાના કંઇક કેવુ પડશે—તમે.

તમે ગોકુલથી આવ્યા, સૌ ગોપને મન ભાવ્યા,
તમે કુબજાના કારજ સાર્યાં, કાના કંઇક કહેવુ પડશે—તમે.
તમે અમને કામણ કીધા, મારા ચીતડા હેરી લીધા,
વિજીયાના કારજ શીધ્યા, કાના કંઈક કેવુ પડશે—તમે.

---

## ભજન ૨૩.

જાવો જાવો કપટી કાના રે, તમ સાથ કોણ બોલે,
તમ સાથ કોણ બોલે તમ સાથ કોણ બોલે—જાવો.
મધરાતે બંનસી બજાવી ઘરબાર તજી અહી આવી,
અમ ભોળીને ભરમાવી રે— તમ સાથ.
આ વનવગડામાં મેલી અહી કોણ અમારૂ બેલી,
કોઇ સખી મળી અલબેલીરે— તમ સાથ.
આ શરદ પુનમની રાત રમવા આવી તમ સાથ,
તમે ઘણુ કરાવ્યુ કલપાંતરે-- તમ સાથ.
અમે રાખીતી મોટી આશા તમે કરવા માડયાં તમાશા,
અમે બેઠા ખઈએ બગાસારે— તમ સાથ.
અમે શુ કહીએ તમને ઝાઝુ દીલમાં ઘણી હું દાઝુ,
હરિ તમથી હું તો ગાજુરે— તમ સાથ.

---

## ભજન ૨૪.

વારી વારીરે સુંદીર શામ તારા લટકાને,
બલીહારીરે માખણચોર તારા લટકાને;
લટકે વામન રૂપ ધરીને—ઉભા બળીને દ્વારરે.
ત્રણ ચરણ અવની જઈ જાચ્યા,
બળી ચાંપ્યો પાતાળ તારા લટકાને—વારી વારીરે૦

લટકે રામનું રૂપ ધરીને, તાત આજ્ઞા પાળીરે;
લટકે રાવણ રણમાં રોળ્યો, લટકે સીતા વારીરે
તારા લટકાને—વારી વારીરે૦

લટકે ગોકુળ ગાયો ચરાવીને, લટકે વાયો વંસલીરે;
લટકે દાવાદળને પીધો, લટકે માર્યો કંસ
તારા લટકાને—વારી વારીરે૦

લટકે ગીરી ગોવરધન તોલ્યો ને ઇંદ્રનો ગર્વ ઉતાર્યોરે,
લટકે જળ જુમનામાં પેઠો, લટકે નાથ્યો કાળીરે
તારા લટકાને—વારી વારીરે૦

એવા લટકા છે ઘણાને લટકા લાખ કરોડરે;
લટકાળો મેતા નરસૈયાનો સ્વામી હીંડે મોડામોડ
તારા લટકાને—વારી વારીરે૦

---

જે ભજનનો રાગ ના બેસે તે ભક્તને પુછો-ડાકોરમાં અથવા અમદાવાદમાં એમને ઘેર.

## ભજન ૨૫.

પલક મત વીસરો રામૈ રામ પલક મત વીસરો રામૈ રામ
ગલેમેં તુલસીકી માળા મુખમે રામ રામ
હીરદેમે ઠસાવો શ્રી સારંગરામ—પલક મત વીસરો૦
હીરદેમે તેરો રામજી બીરાજે, સીતાજીકી શોધમેં
ખેલે હનમાન—પલક મત
નોકર ચાકર બોત ગુલામ રામા, અંતે નહી આવે કોઈ
તેરે કામ—પલક
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ નયણા કે પીયારે મેરે
સુંદીર શામ—પલક મત વીસરો રામૈ રામ

---

## ભજન ૨૬.

રામૈ રામ રટોને જગમાં જે ડાહ્યા ને શાણ.
રામ રસાયણ મીઠો મેવો સકળ શાસ્ત્રનો સાર,
ઉંચ નીચનો મેળ નહીને રામ રટેથી પાર—રામૈ રામ૦
પાઠ પુજા યોગ યજ્ઞ તે નામ સમા ન આવે રામ,
હરતે ફરતે સુતે બેઠે જો ઉભરાણો આવે—રામૈ રામ૦
યાગવલ્કે કહ્યું ભારતદ્વારને શીવ પારવતી નારી રામ
કાગ ભુસંડીયે કહ્યું ગરૂડને નીરખે નામ બલીહારી—રામૈ રામ૦

---

## ભજન ૨૭.

હીરે તને મળ્યો મનુષ્ય અવતાર માન કરીનેરે
ભાવે ભજી લેને ભગવાન હેત કરીનેરે
નહીતો ખાશો જમના માર પેટ ભરીનેરે
માટે રામ નામ સંભાળ હેત કરીને— તને૦

ગઇ પળ પાછી ફેર ના આવે મુરખ મુઢ ગમાર
ભવસાગરની ભુલવણીમાં વીતી ગયા જુગ ચાર
ફેરા ફરીનેરે—તને૦

ગર્ભવાસમાં જાળવી રાખ્યો નવ માસ નીરધાર
અરજી કીધી અલબેલાને બાહાર ધર્યો અવતાર
મોહ્યો માયાનેરે—તને૦

કળજુગ કુડો રંગે રૂડો તેનો કહેતાં ન આવે પાર
જપ તપ સાધન કશું બને નહી, એક નામનો આધાર
કૃષ્ણ જપી લેને—તને૦

સંસાર સાગર જળનો ભરીયો. એક રામનામકો ઝાઝ
ગંગારામકો જ્ઞાન બતાવ્યો, રામદાસ મહારાજ
દયા કરીનેરે—તને૦

---

જે ભજનનો રાગ ના બેસે તે ભક્તને પુછો ડાકોરમાં અથવા અમદાવાદમાં એમને ઘેર.

## ભજન ૨૮.

મન માયામાં જાય ભકિત કરૂં કેમ શ્રીહરી,
મન મારૂં મુંજાય ભકિત કરૂં કેમ શ્રીહરી. મન૦
જ્યારે ઉઠું પ્રાતઃકાળ સાથે રડતા ઉઠે બાળ,
એ છે મોટી જંજાળ ભકિત કરૂં કેમ શ્રીહરી. મન૦
એને સમજાવું ઝટ એની કરૂં ખટપટ,
એને છાના રાખું ઝટ ભકિત કરૂં કેમ શ્રીહરી. મન૦
ત્યાં તો દીન ચડી જાય પાઠ પુજા થાય,
જીવ ધંધામાં જાય ભકિત કરૂં કેમ શ્રીહરી. મન૦
નારી બોલે વચન ઘરમાં થોડું છે અન્ન,
કાલે કયાંથી ભોજન ભકિત કરૂં કેમ શ્રીહરી. મન૦
તમે કેમ થયા રાંક કાંઈક લાવોને શાક,
એમાં માહારો શો વાંક ભકિત કરૂં કેમ શ્રીહરી. મન૦
નારી બોલે છે એમ મહારે પહેરવા જોઇએ હેમ,
મારે કરવું તેનું કેમ ભકિત કરૂં કેમ શ્રીહરી. મન૦
આ જુઠો જંજાળ નરી જોઇ રહ્યો છે કાળ,
બળે સ્રીની ઝાળ ભકિત કરૂં કેમ શ્રીહરી. મન૦
કહે વીઠલ મહારાજ પ્રભુ રાખો તમે લાજ,
કરો ભકતોના કાજ ભકિત કરૂં કેમ શ્રીહરી. મન૦

---

## ભજન ૨૯.

તારૂં જોબન જોબન ધુળ થાશે કંચન જેવી કાયા તે રાખમાં રોળાશે;
માંદા પડશો જ્યારે સ્વાસ ઉપડશે ને નાકની ડાંડી મરડાશે.
અન્ન પાણી તારે ગળે નહી ઉતરે પછી લાંઘણો કરી જીવ જાશે.
આવું તારૂં૦

આખરી દોણીમાં તારી આગજ મેલસેને, મસાણે લાકડાં નંખાશે.
ચારજણા તને બાળી ખોળીને, પછી પંચ મળી કાગળ લખાશે
આવું તારૂં૦

એક બીજા વીના ઘડી ન ચાલતું, ને તેની તે તરીયા રંડાશે
ભવોભવના એને છેટાજ પડશે, પછી બારણામાં ચુડો ભંગાશે
આવું તારૂં૦

દશ દીવસ તારો શોકજ પાળશે, ને મુછો ને માથું મુડાવશે
સગા વહાલા તારા ભેગા મળીને, પછી તેરમાના લાડવા ખાશે
આવું તારૂં૦

ભોજો ભગત કહે પુન દાન કર્યાં વીના તે નરકે જાશે
અહીંયાનું હશે તે અહીંયાજ રહેસે પછી પાછલાને દીવાળી
થાશે આવું તારૂં૦

---

## ભજન ૩૦.

માને છે મારૂ મારૂરે જાગીને જોને
તલભાર નથી કાંઇ તારૂંરે જાગીને જોને
માણેકને મોતીની દુકાનો જેણે માંડી
હિંડ્યા લઇ ફુટી હાંડીરે જાગીને જોને—માને છે મારૂ૦

ભંડાર ધનના ભરીયા ભુપાળે બજવી ભાલા
પણ ચાલ્યા ઠાલા માલારે જાગીને જોને—માને છે મારૂ૦
કીર્તીઓ જેના નાણુાની સંભળાતી કાને
તે સુતા જઇ સમસાનેરે જાગીને જોને—માને છે મારૂ૦
સંચરતા હાથી ઘોડા હજારો જેની સાથે
તે હીંડયા ખાલી હાથેરે જાગીને જોને—માને છે મારૂ૦
કીધાં હોય હાથે કરીને કાંઇ પુન્ય દાન કોડે
તે જાય જીવની જોડેરે જાગીને જોને—માને છે મારૂ૦
રૂશીરાજ કહે રૂદીયામાં રહેનારો જેથી રીજે
કામો તો એવા કીજેરે જાગીનેજોને —માને છે મારૂ૦

## ભજન ૩૧.

શ્રી રામનું ભજન તમે ભુલશો મા ભાઇ
વારેવારે મનખો આવશે નહી, તારો વારે વારે મનખો
કાચી કાયાનો રામ પીંડ બંધાણો
કાંકરે કાંકરે ઉડી ગયા કંઇ. વારેવારે—કાંકરે કાંકરે.
રાજા કંસ તો હતો હતો માહા પાપી
અતી પાપે સોડો ધુળમાં થઇ. વારેવારે—કાંકરે કાંકરે.
રાજા રાવણુ તો હતો હંકારી
અતી હંકારે ગઢ લંકા ગઇ. વારેવારે—કાંકરે કાંકરે.
વંદ્રા તે વનમાં રાસ રમ્યો છે
આજે આનંદની હેલી થઇ. વારેવારે-કાંકરે કાંકરે.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
લખરે ચોરાસીની પીડા ગઇ. વારેવારે—કાંકરે કાંકરે.

## ભજન ૩૨.

વંદ્રાવને, મોરલી વાગેરે નંદાજીના હો લાલ
હાલો હાલો જોવાને જઈયેરે મોરલી વાગેરે નંદાજીના હો લાલ
પીળું પીતાંબર પહેરીયાંરે નંદાજીના હો લાલ
જામા પહેર્યાં જરીઆનરે, મોરલી વાગેરે નંદાજીના હો લાલ-વંદ્રા
માથે મેવાડી મોળીયાંરે નંદાજીના હો લાલ
ખભે ખંભાતી ખેસરે, મોરલી વાગેરે નંદાજીના હો લાલ-વંદ્રા
ભાલે તીલક કેસર તણારે, નંદાજીના હો લાલ
હડપચીએ હીરલાનું તેજરે મોરલી વાગેરે નંદાજીના હોલાલ-વંદ્રા
નાકે નવેસર શોભતારે નંદાજીના હો લાલ
ચુની છે લાલ ગુલાલરે, મોરલી વાગેરે નંદાજીના હો લાલ-વંદ્રા
કાને તે કુંડળ શોભતારે નંદાજીના હો લાલ
કંઠે એકાવન હારરે મોરલી વાગેરે નંદાજીના હો લાલ-વંદ્રા
હાથે હીરાના સાંકળારે નંદાજીના હો લાલ
દસે આંગળીએ વેઢરે મોરલી વાગેરે નંદાજીના હો લાલ-વંદ્રા
બાહે બાજુબંધ બેરખાંરે નંદાજીના હો લાલ
પોચી છે રતન જડાવરે મોરલી વાગેરે નંદાજીના હો લાલ-વંદ્રા
કેડે શોભે કટી મેખલારે નંદાજીના હો લાલ
પાયે ઝાંઝરનો જમકારરે મોરલી વાગેરે નંદાજીના હોલાલ-વંદ્રા
પગે રાઠોડી મોજડીરે નંદાજીના હો લાલ
હીંડે ચમકતી ચાલરે મોર વાગેરે નંદાજીના હો-વંદ્રા

સંગે રાધાજી શોભતારે નંદાજીના હો લાલ
થૈઇ થૈઈ રમીયા રાસરે મોરલી વાગેરે નંદાજીના હો-વ્રંદ્રા.
મેતા નરસઈનો સ્વામી શામળોરે નંદાજીના હો લાલ
વાલે ફરી રમાડયા રાસરે મોરલી વાગેરે નંદાજીના હો-વ્રંદ્રા.

---

## ભજન ૩૩

જસોદા તેરોહી લાલાને મેરી દહીં મટુકીયાં ફોડ (૨)
દહીં મટુકીયા ફોડ, અરરર દહીં મટુકીયાં ફોડ (૨)-જસોદા.
દહીંકી મટુકી ધરી સીર પર, મેં જાતી બડે ભોર (૨)
વંદ્રાવનકી કુંજગલનમેં (૨) મીલ ગયો નંદ કીશોર-જસોદા.
ચુંબ કપોલ બોલ અન બોલે, બોલે માખણચોર (૨)
દેરે દધીકા દાણ ગોવાલણ (૨) કરે એસી ઝુડ જોર-જસોદા.
મોસે કહે નાચ મેરે સંગમે, હર બીચ બનકી જોડ (૨)
ગ્વાલ બાલ તો સખા કૃષ્ણ કે (૨) હસે હસાદી મોચ-જસોદા.
ઈત જાવું તો સખા કૃષ્ણ કે, રોકે ચારે કોર (૨)
ઉત જાવું તો જમુના વેરણ (૨) ગેરી લેત હીલોળ-જસોદા.
અબ ન બચુંગી એ વ્રજમાંહી, અમને લીયો મુખ મોલ (૨)
છોટીસી કહું અચ્છી નગરીયાં (૨) રાધા નંદ કીશોર-જસોદા.
જમુના ત્રટ પર બંસી બજાવે, કાળી કમળીયાં ઓઢ (૨)
શુરશ્યામ કે સ્વામી કનૈયા (૨) જુલમી જાલમ જોર-જસોદા.

---

## ભજન ૩૪.

મારા મહીંડાં લુટીને કાન નાસી ગયો
નાસી ગયો કાન છટકી ગયો મારા૦

( સાખી )

હું દોહાતી ગાવડી બેઠી દુધને દોહી
છાનામાના આવીયા વાલા વેળા જોઇ
દહીં ખાધા પીધાને માટ ફોડી ગયો ( ૨ )
ફોડી ગયો જીવણ ઢોળી ગયો (૨) મારા૦

( સાખી )

ગાય વરાવી કાનડે ગોપી સાથનો સાથ
ઓચીંતા પ્રભુ આવીયા હરીયે ઝાલ્યો હાથ
જોતાં જોતાંમાં હાથ મરડી ગયો (૨)
મરડી ગયો જીવણ નાશી ગયો (૨) મારા૦

( સાખી )

હરીરવર તુજને નીરખવા ચડ્યા કદમને ઝાડ
હું પણ પાછળ થઇ પડી ખોળી ન આવ્યા હાથ
તે લાલ છેલ ત્યાંથી છટકી ગયો (૨)
છટકી ગયો જીવણ નાશી ગયો (૨) મારા૦

( સાખી )

આવ્યા ગોકુલ ગામમાં ના મળ્યા દીનોનાથ
કોને સખી હું શું કરૂં હરી ના આવ્યા હાથ
રાધેના સ્વામી પ્રભુ નાશી ગયા (૨)
નાશી ગયો જીવણ છટકી ગયો (૨) મારા૦

## ભજન ૩૫.

કાનુડા માજમ રાત. (ટેક)
મોરલી વાગી હો જીરે (૨)
બાઈ પેલા જુમનાજીને ઘાટ—કાનુડા૦
પાણીડાં ગ્યાતાં હો જીરે (૨)
બાઈ પેલા કેશરીયા તલાવ--કાનુડા૦
ઉઢેણી ભરાવી હો જીરે (૨)
બાઈ પેલા આંબલીયાની ડાળ—કાનુડા૦
બેડલાં મેલ્યાં હો જીરે (૨)
બાઇ પેલા સરોવરીયાની પાર—કાનુડા૦
ચાલ્યો ચાલ્યો હો જીરે (૨)
બાઈ પેલી સૈયરોનો સાથ—કાનુડા૦
પેર્યાં પેર્યાં હો જીરે (૨)
બાઇ મેં તો અવળાં સવળાં ચીર—કાનુડા૦
મેલ્યા મેલ્યા હો જીરે (૨)
બાઈ પેલા પારણીયામાં બાળ—કાનુડા૦
મળીયો મળીયો હો જીરે (૨)
બાઇ પેલા નરસૈયાનો નાથ—કાનુડા૦
પુરી પુરી હો જીરે (૨)
બાઇ મારા મનડા કેરી આશ—કાનુડા૦

---

### ભજન ૩૬.

જે ગાયન મે હરિ ગુણ ન મળે, તે ગાયનમાં ગાવું શુ,
જેના મુખમાં રામ નામ નહી તેના સંગી થાવું શુ—જે ગાયનમાં
જ્યાં જોતા નીરમળ જળ ન મળે, તે નદીયે જઇ નાહાવુ શુ.
જે ઘરમાં ભાવ ભક્તિ નહીં તેના ઘરમાં જાવુશુ—જે ગાયન
જેના ઘરમાં દયા ધર્મ નહિં તેના ઘરમાં જાવુશુ,
માત પીતાની સેવા મુકી બ્રહ્મ તીરથ ભટકાવુશુ--જે ગાયન
વિષઇ ગુરૂ લોભી નૃપ સેવી, માહા દુઃખથી ડુભાવુંશુ.
જે ધંધામાં પેટ ભરાય નહી, તે ધંધામાં જીવું શુ—જે ગાયન
આવા રૂડા પ્રભુ છોડીને બીજાના શરણે જાવું શુ,
નથુદાસ કહે કૃષ્ણ ભજી લ્યો,આખરે એજ કમાવાનુ-જે ગાયન

### ભજન ૩૭.

કોને વાહાલા અમે કયાં જઈયે,
ઘરના ને ઘાટના અમે ના રહીયે. કોને૦
પંચાયન દેવોને પુજ્ય ગણી રે,
મેંતો ધાર્યા તમને ધાર ધણી. કોને૦
તીરથ કરૂં છું હરી તમ માટે રે,
સતગુરૂ સેવું છું મારા સીર સાટે કોને૦
દુરીજન લોકો મર્મ નવ જાણે રે,
પાછળ પડીયા છે પાડવા કાજે રે. કોને૦
ગોપાળ કૃષ્ણ પ્રભુ ગુણવંતારે,
અમને તારી લેજો બળવંતારે. કોને૦

## ભજન ૩૮

હરિ નામ સુમર સુખ ધામ, જગતમેં જીવણુ દો દીન. ટેક
પાપ કપટ કર માયા જોડી, ગર્વ કરે ધનકા
સભી છોડકર ચલા મુસાફર (૨) વાસ હુવા વનકા—જગતમેં.
સુંદીર કાયા દેખ લુભાયા, લાડ કરે તનકા
છુટા શ્વાસ બિખર ગઇ દેહી (૨) જયોં માલા મનકા—જગતમે.
જોબન નારી લગે પીયારી, મોજ કરે મનકા
કાલ બલીકા લગે તમાચા (૨) ભુલ જાય ઠમકા—જગતમેં.
યહ સંસાર સ્વપ્નકી માયા, મેળા પળ છીનકા
બ્રહ્માનંદ ભજન કર બંદે (૨) નાથ નીરંજનકા—જગતમેં.

## ભજન ૩૯

ઓધા જાણે તેને તો અમે જાણીયે રે
વર રાધાજીનો વખાણીયે રે ઓધા૦
કંઈક જાણ્યાતાં નરસૈ નાગરે રે
હુંડી લખીતી કોરે કાગળે રે ઓધા૦
કંઇક જાણ્યા સગાળ શેઠ વાણીયે રે
કુંવર વેંડ્યો ચંગાવતી રાણીયે રે ઓધા૦
કંઇક જાણ્યા હરીચંદ્ર રાજીયે રે
સત્ય રાખ્યાં તારામતી રાણીયે રે ઓધા૦
મુરખ મોટા કરમની કહાણીયે રે
પથ્થર નહીં ભીંજે ઉંડે પાણીયે રે. ઓધા૦
ગુરૂ ગાય ગેમલ રશ વાણીયે રે
ગોરસ પીધા કાનુડે વરદાણીયે રે ઓધા૦

## ભજન ૪૦

નાગર નંદાજીના લાલ રાસ રમંતાં મારી નથણી ખોવાણી
કાનજી જડી હોયતો આલ્ય રાસ રંમતાં મારી નથણી ખોવાણી
નાની નાની નથણી ને મણી ગણેરા મોતી
નથણીને કારણે. રાધા જોતી જોતી—નાગર૦
નાની નાની નથણીને મહી જડેલા હીરા
નથણી આપોને મારા, સુભદ્રાના વીરા વીરા વીરા—નાગર૦
એક એક મોતી મહી સોના કેરો તાર
સોળસે ગોપીમાં પ્રભુ, રાખો મારો ભાર ભાર ભાર—નાગર૦
નાનેરી પહેરૂં તો મારા, નાકે ના સોહાય
મોટેરી પહેરૂંતો મારા,મુખપર ઝોલા ખાય ખાય ખાય—નાગર૦
આંબે બોલે કોલડીને વનમાં બોલે મોર
રાધાજીની નથણીનો, શામળીયો છે ચોર ચોર ચોર—નાગર૦
નથણીને કારણે મેં ઢુંડયું વંદ્રાવન
નથણી આપોને મારા, પ્રાણજીવન વન વન—નાગર૦
નથણી આપોને પ્રભુ નંદના કુમાર
નરસઇયાના સ્વામી ઉપર, જાવું બલીહાર હાર હાર—નાગર૦

---

ગોધન ગજ ધન બાજી ધન, ઓર રતન ધન ખાણ;
જો આવે સંતોશ ધન, સબ ધન ધુળ સમાન.

સીયાવર રામચંદ્રકી જે.

## ભજન ૪૧

મારી હુંડી સ્વીકારો મહારાજરે શામળા ગીરધાર
પ્રભુ એક તમારો આધારરે—શામળા ગીરધા
મારી હુંડી શામળીયાને હાથરે—શામળા ગીરધા
રાણાજીયે રઢ કરી વળી મીરાં કેરે કા૦
ઝેરના પ્યાલા મોકલ્યારે, વાલો ઝેરના જાણનહારરે
શામળા ગીરધારી—મારી૦

સ્થંભ થકી પ્રભુ પ્રગટીયા, વળી ધરીયાં નરસિંહ રૂપ
પ્રહલાદને ઉગારીયો રે, વાલે માર્યો હીરણાકષ્ય ભુપરે
શામળા ગીરધારી—મારી૦

ગજને વાલે ઉગારીયો, ને સુદામાની ભાગી ભુખ
દોહલીવેળાના મારા વાલમારે, તમે ભક્તોને આપ્યાં ઘણા સુખરે
શામળા ગીરધારી—મારી૦

પાંડવની પ્રતિજ્ઞા પાળી, ને દ્રુપદીનાં પુર્યાં ચીર
નરસિંહ મહેતાની હુંડી સ્વીકારજો રે, તમે સુભદ્રા બેનના વીર રે
શામળા ગીરધારી—મારી૦

સાડા ત્રણસો તીરથવાસી, ને રૂપીયા છે સો સાત
વહેલા પધારજો દ્વારકા રે એને ગોમતી નાહ્યાની ઘણી ખાંતરે
શામળા ગીરધારી—મારી૦

તીરથવાશી સૌ ચાલીયા, આવ્યા નગરની માંહે
આ શહેરમાં એવું કોણ છે રે, જેનું શામળાશા શેઠ એવું નામરે
શામળા ગીરધારી—મારી૦

નથી બ્રાહ્મણ નથી વાણીયા, નથી ચારણ નથી ભાટ
લોક કરે છે ઠેકડી રે, નથી શામળશા શેઠ એવું નામ રે
શામળા ગીરધારી—મારી૦

રહેવાને નથી ઝુંપડુ, ને જમવાને નથી જુવાર
બે બેટી વળાવીયા રે, વળી વળાવી ઘર કેરી નાર રે,
શામળા ગીરધારી—મારી૦
ગુરૂજી મારૂં ગોપીચંદન, ને તુલસી હેમનો હાર
સાચું નાણું મારો શામળો રે મારી દોલતમાં ઝાંઝ પખાજ રે
શામળા ગીરધારી—મારી૦
તીરથવાસી સહુ ચાલીયા આવ્યા નગરની બહાર
વેશ લીધો વાલે વણીકનો મારૂં શામળશા શેઠ એવું નામ રે
શામળા ગીરધારી—મારી૦
હુંડી લાવો હાથમાં વળી આપું પુરા દામ
રૂપીઆ આપું રોકડા મારુ શામળશા શેઠ એવું નામ રે
શામળા ગીરધારી—મારી૦
હુંડી સ્વીકારી વાલે શામળે વળી અરજે કીધાં કામ
મહેતાજી ફરી લખજો રે મુજ વાણોતર સરખુ કાજ રે
શામળા ગીરધારી—મારી૦

ભજન ૪૨

સૌનું કરો કલ્યાણ દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ;
નર નારી પશુ પક્ષીની સાથે, જીવ જંતુનું તમામ—દયાળુ.
જગતના વાસીઓ સૌ સુખભોગવે આનંદે રહે આઠેજામ—દયાળુ
દુનીઆમાં દરદ દુકાળ પડે નહી લડે નહિ કોઈ જન—દયાળુ
કોઇ કોઇનું બુરૂ ના ઇચ્છે સૌનું ઇચ્છે સૌ સમાન—દયાળુ.
પોત પોતાના ધર્મ પ્રમાણે સર્વે ભજો ભગવાન—દયાળુ.

---

# —ઃ–ઃ વ્હાલા હરિજનો વિચાર કરો ઃ–ઃ—

ભગવાન શ્રીકૃષ્ણે પોતાના મુખે ગીતાજીમાં કહ્યું છે કે, ચાર વેદ તેમાં–ઋગવેદ, યજુરવેદ, શામવેદ, અથરવેદ છે. તેમાં શા દ મારૂં સ્વરૂપ છે તે શામવેદ છે તે રાગરાગણીમાં ગાઇને કહેવાય છે ે પોતાનું સ્વવરૂપ કહ્યું છે હાલ કળજુગમાં માણુસનુ મન એક રહેતુ નથી જો માળા ફેરવે અથવા ધ્યાન કરે તો પણ મન ભ કરે છે ને જે કામનાઓ હોય તે સામી ઉભી રહે છે ને મન સંકલ્ વિકલ્પ કર્યા કરે છે. જેને થોડી ઉપાધી છે તેનું મન થોડું ભટકે છે બહુ ઉપાધીવાળાનું મન બહુ ભટકે છે. માટે ગાવાથી મન સ્થિર રહે ને પ્રેમ વધે છે ને મન ભટકતું નથી. એક ટુંક ગઇએ ને બીજી સાંભળીયે તેથી મન વશ રહે છે, પ્રભુમાં પ્રેમ વધે છે, જુવો નારદજી નરસઇ મેતા, મીરાંબાઈ કીરતનભક્તિથી તરી ગયાં એવી કીરતનભક્તિને ઘણા આસુરી સંપતીવાળા માણુસો નિંદા કરે છે કે આમ તાલીઓ પાડે ભગવાન મળતા હશે માટે એવાથી ગભરાવું નહી. ભક્તોનો મહીમા તો દુરવાસા જેવા ઋષિ બ્રહ્મલોક સુધી જતા હતા પણ નહોતા જાણતા તેમણે અમરીશ રાજાને શ્રાપ દીધો હતો તો સુદર્શન ચક્ર વાંસે પડયું હતું એ વાત જગજાહેર છે; માટે ભક્તોએ ગભરાવવું નહી.

**માટે તમારા છોકરા છોડીઓ ભજન વાંચે એવા સહેલા જોઇએ તો લવાર ભક્તના પ્રસિદ્ધ કરેલા ભજનના છએ ભાગ લઈ લો તથા રણુછોડજીની મંગળા આરતી બીજી આરતીઓ તથા થાળો તથા પરભાતીઆંની એક ચોપડી જુદિ છે. કીંમત દરેક ચોપડીનો એક આનો છે-એક ચાહના પ્યાલા જેટલી છે. આ ચોપડી વેપારીની નથી જો તમને રાગ નહી બેસે તો તમે પુછશો તો તમને ગાઈ સંભળાવશે.**

**લી. લવાર ભક્ત: પરસોતમદાસ બલાખીદાસ**

**સયપુર ભાઉની પોળ સામે–અમદાવાદ.**

## વ્હાલા હરિજનોને વિનંતી

નૂવા નવા ફોટા તથા નવા નવા નામથી અંજાસો નહી

### ભજન જોઈ તપાસીને લેજો

ચોપડીઓથી ઓછી વી. પી. કરવામાં નહી આવે.

થોડી ચોપડીઓ મંગાવવી હોય તો ટીકીટો પહેલી બીડવી તથા ચોપડીઓ કરતા એક ટીકીટ વધારે બીડવી.

**લવાર—ભક્તના પ્રસિદ્ધ કરેલા ભજનની છએ ચોપડીઓ લઇ લ્યો. દરેકની કીંમત રૂ. ૦-૧-૦ તથા રણુછોડજીમાં ગવાતી મંગળા તથા શણુગાર આરતીઓ તથા થાળો તથા પ્રભાતીઆની એક ચોપડી જુદી છે.**

મળવાનું ઠેકાણું :—

**લવાર પરસોતમદાસ બલાખીદાસ**

ઠે. રાયપુર માઉની પોળ સામે - અમદાવાદ.

બીજું ઠેકાણું :—રીચીરોડ લક્ષ્મીવિલાસ હોટલની સામે ઘડીયાળી કાલીદાસ ગીરધરની દુકાને—અમદાવાદ.

દર પુનમે ડાકોરમાં રણુછોડજીના મંદીરમાં મળશે તથા જે ભજનનો રાગ ના બેસતો હોય તો મંદીરમાં ભગત ચોપડીઓ લઇને બેસે છે તેમને પુછવાથી બતાવશે.

---

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબીલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપી.